વંદે માતરમ્.

# સ્વરાજ્ય-કીર્તન.

પ્રકાશક

જેકીસનદાસ ત્રિભુવનદાસ પટેલ.
બુકસેલર એન્ડ પબ્લિસર
ઠે. તાર ઓફીસ સામે-સુરત.

પ્રથમાવૃતી. સંવત ૧૯૭૭ પ્રત ૨૫૦૦

આ પુસ્તક સુરત સ્ટેશન રોડપર આવેલા "ભારત" મુદ્રાલય પ્રેસમાં મંગળદાસ જેકીશનદાસે છાપ્યું.

કી. આના બે.

!! વાંચો ???

દેશભક્તોના સુંદર ફોટાઓ સહિત

# હિન્દ—કીર્તન.

નવો રાસ્ટ્રીય સંગ્રહ. આવો સંગ્રહ હજુ સુધી એક પણ બહાર પડ્યો નથી. તે જોવાથી જ ખાત્રી થશે.

કીં. ૦—૮—૦

બહારગામવાળાએ સાડા આઠ આનાની ટીકીટો પોસ્ટની બીડવી.

મળવાનું ઠેકાણું.

જેકીશનદાસ ત્રિભુવનદાસ પરેલ

બુકસેલર એન્ડ પબ્લિસર.

ગવર્નમેન્ટ તાર ઓફીસ સામે સુરત.

# ધ્યાનમાં રાખો ?

હમારે ત્યાં દરેક જાતની વિલાયતી દવાઓ તથા છાપખાનાને લગતી છાપવાની શાહીઓ, સ્ટેશનરી સામાન, પરચુરણ, દેશી વિલાયતી શાહીઓ, કાળી, બ્લુબ્લેક, લાલ તેમજ સ્ટેંપને લગતી શાહી, સ્લેટ. પેન. પેનસીલ. કાગળો, છોકરાઓને નીશાળમાં ચાલતી બુકો તથા તેને લગતા અમારા પ્રગટ કરેલા સારામાં સારા અર્થની નોટો તથા સાબુઓ, સેન્ટ હેર ઓઇલો વિગેરે મળશે. હમારી દુકાને કોઈપણ વખતે છેતરવાની ધાસ્તી નથી. એ ખાશ ધ્યાનમાં રાખવું. વળી હમો છાપખાનાનું છાપવાનું કામ પણ હમારી દેખરેખ નીચે સારૂં સસ્તું અને સફાઇદાર વાયદાસરનું બહારગામ તેમજ શહેરનું કોઇ પણ ગ્રાહકનું કામ કમીશનથી કરાવી આપીએ છીએ તેમજ હારમોનીયમને લગતી બુકો અમારી પાસે જુદી જુદી જાતના મોટા સ્ટોકમાં રાખીએ છીએ. કામકાજ માટે રૂબરૂ મળો અથવા તો રીપ્લાઈ કાર્ડથી જવાબ મેળવો. લખો.

**જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ**

બુકસેલર એન્ડ પબ્લિસર.

ગર્વમેન્ટ તાર ઓફીસ સામે સુરત.

वन्दे मातरम

# સ્વરાજ્ય-કીર્તન.



## ૧

## ગુણવંતી ગુજરાત.

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત:
નમીએ નમીએ માત! અમારી ગુણવંતી ગુજરાત!
મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝુકી રહ્યાં અમ શીષ;
માત મીઠી તુજ ચરણુ પડીને માગીએ શુભ આશિષ!
અમારી ગુણવંતી ગુજરાત!

મીઠી મનોહર વાડી આ તારી નંદનવનશી અમોલ;
રસફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ!
અમારી ગુણવંતી ગુજરાત!

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત!
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત!
અમારી ગુણવંતી ગુજરાત!

ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય;
દેશ વિદેશ અહોનિશ અંતર એકજ તારી છાંય!
અમારી ગુણવંતી ગુજરાત!
રસ સરિતા રસભર અમીઝરણાં રત્નાકર ભરપૂર;
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝૂમી માત! રમે અમ ઉર!
અમારી ગુણવંતી ગુજરાત!
હિંદુ, મુસલમીન, પારસી, સર્વે, માત! અમે તુજ બાળ!
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ;
અમારી ગુણવંતી ગુજરાત!
ઉર પ્રભાત સમાં અજવાળી, ટાળી દો અંધાર!
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જય જયકાર!
અમારી ગુણવંતી ગુજરાત!
નમીએ નમીએ માત! અમારી ગુણવંતી ગુજરાત!

**ખબરદાર.**

---

(૨)

**"જય જય ગરવી ગુજરાત."**

જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત!
દીપે અરુણું પરભાત!

ધ્વજ પ્રકાશશે ઝળળ કસુમ્બી પ્રેમ-શૌર્ય અંકિત,
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સહુને પ્રેમભક્તિની રીત,
ઉંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત!

ઉત્તરમાં અંબામાત,
પૂરવમાં કાળીમાત,
છે દક્ષિણુ દિશમાં કરન્ત રક્ષા કુન્તેશ્વર મહાદેવ.
ને સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમ કેરા દેવ—
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત!

નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણુ જોય,
વળી જોય સુભટના જુદ્ધરમણુને, રત્નાકર સાગર.
પર્વત ઉપરથી વીર પૂર્વજો દે આશિષ જયકર—
સંપે સોહે સહુ જાત,
જય જય ગરવી ગુજરાત!

તે અણુહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ,

તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત,
શુભ શકુન દિસે, મધ્યાહ્ન શોભશે, વીતી ગઈ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ, —
જય જય ગરવી ગુજરાત!
કવિ નર્મદ.

---

(૩)

"જય સ્વદેશ! જય સ્વરાજ્ય!"

જય સ્વદેશ!
જય સ્વરાજ્ય!
જય સ્વતંત્રાનું તાજ!
જય સ્વદેશ!
બની સુધીર હિન્દબાળ!
હ્રદ ઉમંગથી પુકાર—
વહવી ઉર દેશદાઝ!
જય સ્વદેશ! જય સ્વરાજ્ય!
હિન્દને સ્વરાજ્ય, રામ!
હિન્દબાલ હ્રદય હામ!
દે સ્વતંત્રાનું તાજ!
જય સ્વદેશ! જયસ્વરાજ્ય!

નૂતન વર્ષ હર્ષ સાથ!
દે સ્વરાજ્ય સિદ્ધનાથ!
આપ એ અમોલું રાજ!
જય સ્વદેશ! જય સ્વરાજ્ય!
અર્પું દેહ દેશ કાજ!
જય સ્વદેશ! જય સ્વરાજ્ય

---

૪

## "સહુ ચલો જીતવા જંગ."

(લાવણી)

સહુ ચલો જીતવા જંગ, બ્યુગલો વાગે;
યાહોમ કરીને પડો, ફત્તેહ છે આગે. ટેક.
કેટલાંક કર્મો વિષે, દીલ નવ ચાલે.
શંકા ભય નો બહુ રોજ, હામને ખાળે,
હજી સમય નથી આવિયો, કહી દિન ગાળે.
જન બ્હાનું કરે નવ મરે, અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ, જોઈ બળ લાગે.—યાહોમ.
સાહસે કર્યો પરશુએ પુરો અર્જુનને,
તે પરશુરામ પરસિદ્ધ, નિજ વચને,

સાહસે ઇંદ્રજીત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ જાણે;
થઇ ગઇ જંગમાં મઇ હકક નિજ માગે—યાહોમ૦
સાહસે કોલંબો ગયો, નવી દુનિયામાં,
સાહસે નેપોલ્યન ભીડયો, યુરપ આખામાં;
સાહસે લ્યુથર તે થયો, પોપના સ્હામા.
સાહસે સ્કોટે દેવું રે, વાળ્યું જોતામાં,
સાહસે સિકંદર નામ, અમર સહુ જાગે.—યાહોમ૦

કવિ નર્મદાશંકર.

---

૫

## પ્રકાશનાં પગલાં.

[ પ્રભા છંદ ]

પ્રભુની મોંઘી ઓ માતા !
ઓ સુંદરતાની કુંજ !
તુજ નિર્મળ તે સુખશાતા
વહશે ક્યારે નવ ગુંજ ?
તુજ દૈવી પુણ્યપુરાણુ પ્રભાનો કરવો પુનરુદ્ધાર
ઓ ભારત માત ! વિચાર,

તુજ પ્રજા બધી આ ઉભી
વરવા નવરંગ પ્રભાત;
સહુ મોહ ગયા તમ દુઃખી
ને વીતી ગઇ છે રાત;
આવે પગલાં શુભ નવજીવનનાં, ઉઠ, જગતને કાજ—
ઓ ભારત માતા આજ.

( ૩ )

દોરવ અમને સદ્ધર્મે,
દોરવ અમને સત્પંથ;
નિર્ભયતા વર અમ કર્મે
તે શૌર્ય અખંડ અનંત;
સાતે આકાશ પડે શિરપર પણ હટિયે ના તલપુર—
ઓ ભારત ! બન બહાદૂર.

( ૪ )

અરધી દુનિઆ રહે તાકી
તુજને કરવા સ્વાધીન,
ખખડાવે શસ્ત્ર તુમાખી
સમજી અમને બળહીન;

પણ અર્ધ જગત શું બાથ ભરી તુજ કાજે મરશું વીર-
ઓ ભારત ! ધરને ધીર.

( ૫ )

જુગ જુગની વીર્ય સમૃદ્ધિ,
જુગ જુગનું તેજસ્ સત્ત્વ;
તુજ ઊંડી આત્મન્ સિદ્ધિ
જે પામી જગનું તત્ત્વ;
તે ફરી સચેતન ફરી જગવશે જયધૂન તુજ સંતાન—
ઓ ભારત થા બળવાન.

( ૬ )

જગ ભલે અસત્યે ઝુતે,
જગ ભલે અધર્મે તણાય;
તુજ અંતર તેજ સુરીતે
તું જગાવ એ તમમાંય;
જે તોફાનું દેવાંગણમાં દાનવ-માનવને યુદ્ધ—
ઓ ભારત ! રહેજે શુદ્ધ.

( ૭ )

તુજ ઉન્નત તીર્થદ્વારે
જગને કરવી મહેમાન;

રેલવવાં નવ અવતારે
જુગજૂનાં ઉરનાં ગાન;
સાગર સાગરની લહરીઓ શું ઉર ઉર ઉછળે આશ—
ઓ ભારતમાત ! પ્રકાશ.

( ૮ )

ઓ માત અમ સહુ ત્હારા,
તુજ કીર્તિ અમારૂં સર્વ;
રજની ભરતા જ્યમ તારા;
રાખે રજનીનો ગર્વ;
દે હાક અને ખુણે ખુણેથી ધસશું હારોહાર—
ઓ ભારતમાત ! પુકાર.

**ખબરદાર.**

---

૬

## દેશભક્તિની યાચના.

( દિવ્ય )

ઓ ભરતભુમિના પ્હાડો ! તમ શિર પુગ્યાં આકાશ,
તમ જેવા જગમાં બીજા, નથી ઉન્નત કો'ની પાસ;
છે પ્રૌઢ પ્રતાપ તમારો, તમ ભવ્યજ છે ભંડાર.
મુજ ભરતભુમિનો જગમાં વરતાવો જય જયકાર.

ઓ ભરતભૂમિની નદીઓ ! તમ સુંદર ચિત્ર ચરિત્ર !!
તમ જેવી જગમાં બીજી નથી કોઈ પરમ પવિત્ર;
સુગભીરી, ધીરી, વીરી, તમ પુણ્ય કથા આ વાર,
મુજ ભરતભૂમિનો જગમાં વરતાવો જય જયકાર ;
ઓ ભરતભૂમિનાં પુત્રો ! તુજ દેશ તણા નરરત્ન
જે ગયા ધરૂજાવી ધરણી, કરીને કંઈ લાખ પ્રયત્ન.
તમ શૌર્ય અને તમ પ્રીતિ, ભરજો, વીરા, સહુ ઠાર,
મુજ ભરતભૂમિનો જગમાં, વરતાવો જયજયકાર.

**ખબરદાર.**

---

૭

## માડીની ઝુંપડી.

( ગા-ધીરાનું પદ. )

દુઃખીયાંનો વિસામો રે, માડી ત્હારી ઝુંપડી.
રણ વગડાનો છાંયો રે, આંધળીઆની લાકડી;
કુંજ નિકુંજે લચી વલ્લરી, નિર્ઝરીઆં સંતાય,
અગન્ન કમલ દલપર પંખીડાં, બ્રહ્મ લીલાને ગાય;
રઢીઆળી એ વાડી રે, સોહવતી જે ઝુંપડી
આજે ખાવા ધાતી રે નિર્જન રણમાં ઝુંપડી-દુઃખીયાં.

ધર્મ કર્મ રસ કસ લુંટાયા, ઘર ઘર વખરી હીર,
છતી સંતતિ સત્ત્વ લુંટાયું ખેંચાયાં તુજ ચીર;
લુંટાતી એ માડી રે, ખાલી ત્હારી ઝુંપડી,
ખાલી તોયે મ્હારી રે, માડી ત્હારી ઝુંપડી–દુઃખીયાં.

ધન સંચી ખેતર મુકવીયાં, દવ પ્રેર્યો ચોપાસ,
રાતી વિભુની આંખડી દેખી પંખીડાં પામે ત્રાસ;
તેને સ્હોડે સ્હાતી રે, માડી ત્હારી ઝુંપડી:
પોપણીઆં શી પાની રે, આકડી જાડી રાખડી–દુઃખીયાં.

વન વીટયાં સિંચાણે રાખળાં, અવશ પડયાં તુજ બાળ;
હામ હર્યાને હડધુત કરીને રણવગડે દે માર.
અંકે લેવા ધાતી રે, તેને માતા રાંકડી,
શીળી છાંયે ધાતી રે, માડી તારી ઝુંપડી–દુઃખીયાં.

કણ કણ કાજે વનવન વિંઝે તુજ આલુડાં પાંખ,
પણ સુખ દુઃખનાં લક્ષણાં લેવા, ફરતી તુજપર આંખ;
અંતે તું સંઘરતી રે માતા મ્હારી દુબળી,
પ્રભુનો પથ દાખવતીરે, માડી તારી ઝુંપડી–દુઃખીયાં.

તુંજ જીવન અમ તું સર્વસ્વ, તુંજ સુખાનો સાર,
મૂર્તિમતી વત્સલતા દેવી, તું સુરલોકનું દ્વાર;
નંદનવન શી વ્હાલી રે, અમને તારી ઝુંપડી.
જન્મભૂમિવ્રત પાળી રે, શણગારી શું ઝુંપડી–દુઃખીયાં.

**સ્વ૦ જીવાભાઈ અમીચંદ પટેલ.**

## ૮

## વીર બાળનું હાલરડું.

(બોલો મારા પ્રેમી પોપટજી બોલો બોલો-એ રાગ)

હાલો હાલો હાલો સુવીર બાલ હાલો,
હાંલો હાલો જનિતા ઝુલાવે—( ટેક )
હાલ મારા લાલા, સુધીર કુંવર કાલા,
હાલો હાલો સ્નેહનથી હુલાવે.
ભાઈ તું સ્વદેશભક્ત જન્મથી થયો છે,
શૌર્ય ધર્મ પૂર્ણ તુજમાં રહ્યો છે,
વૃથા જ્ઞાન ભકિતને વિરાગ તુંમાં ના'વે-હાલો.
જન્મી આર્યભૂમિમાં, રમીશ આ ભૂમિમાં,
હૃદય પટે કોતરો સ્વદેશનો મહિમા;
અન્યપ્રજા આ જીતને તેથી ના ઠગાવે-હાલો.
સ્વદેહભાન ત્યાં લગી સ્વદેશતાન સેવો,
નિકર તો ગુલામીથી ગંધાય જ્ઞાનમેવો;
કાયરતા કાંકરો વિરાગ મણિ શું કહાવે!-હાલો.
બ્રહ્મભાસ થાતાં સ્વદેહ ભાન જાતાં,
સેવજે સંન્યાસ વૃત્તિ બ્રહ્મણું વિલાતાં;
પ્રથમ 'વિજયવર' ઉચારિ દેશને દિપાવે-હાલો.

બાર સૂર્યને અસંખ્ય સુર્યવીર ઓપે,
આપણા સ્વદેશની સુવિજય ધ્વજા રોપે;
સુયશ માધ સંઘવી વસુંધરા ગજાવે-હાલો.

ન. પુ. સંઘવી.

---

૬

## વીર ! જાગો જાગો રે.

( રાગ ખમાચ—ત્રિતાલ. )

વીર ! જાગો જાગો રે,
હિન્દ રડત દુઃખથી હાય,
હૃદય તમ શું નવ ચિરાય ?
માત રૂદન કેમ ખમાય,
સુજન, જાગો જાગો રે.
કાન્ત વદન કરમ્યું હાય,
અબલ બનેલ ધ્રુજત પાય,
કમર કઠિન નવ રખાય,
શો સજેલ વાગો રે !
છિન્ન ભિન્ન શી જણાય,
અનુપમ માત હિન્દ હાય !

રાત દિન ક્ષીણ થાય,
તદપિ શું ન દાઝોરે ?
સ્થિત માત કયમ ઢંકાય !
ભવ્ય મનન કરી સદાય,
અધમ દ્વેષ પટકી પાય,
હિન્દ સૌખ્ય સાધોરે.
રમ્ય દિવ્ય લો ઉપાય,
યત્નમાં ભલે જીવ જાય,
હામ તો પ્રભુજી રહાય.
વીર ! જાગો જાગો રે.

**વસન્તવિનોદી.**

---

## ૧૦

## જન્મભૂમિનું જય મંગળ.

જય મંગળ પ્રિય જન્મભૂમિનું ગજાવીએ:—
ભગીરથ સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળીએ— જય.
જનની અંક ઝુલીએ, ઝનુની રંગ ઝીલીએ,
આત્મબળ-ઉજાસથી બધું ઉજાળીએ— જય.

સત્ય અર્થ સમજ થાઓ, વિજય વાવટો ઉડાવો,
વીર ધર્મથી ધરા સદા ધરૂજાવીએ— જય.
સત્યથી સચવાય સ્વત્વ; સમજીએ થઇ પ્રવૃત્ત
ઘુમીએ ઝઝુમી જગ તો મચાવીએ— જય.
ભૂતળ ફોડી ફેંડીએ, ઉંડી જડો ઉંખેડી,
દોર ને દમામ દેશનો જમાવીએ— જય.
સ્થિતિ સમય સ્વીકારીએ, પ્રવૃત્તિ યત્ન યોજીએ.
જાતને સ્વદેશકાજ કાં ન હોમીએ— જય.
માતદીન દુભાય છે, સુપુત ! પીડા પિછાનીએ,
દુધ દીપાવીએ, ઉમંગને વધાવીએ— જય.
દેશસેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ,
આત્મભાવથી બધું પ્રભુમય પિછાનીએ— જય.

લલિત.

---

૨૧

## જીવે શું હિંદમાં એવા ?

(સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની
લઇએ–એ રાગ.)

જીવે શું હિંદમાં એવા કો મુદ્દાત્મા હરામી ?

ન બોલ્યા મુખ "મારો દેશ, આ મુજ માતૃભૂમિ"-જીવે.
ઝાકળના મોતી સમા જીવો તે કંગાલ,
ઠાલા આવ્યા ગયા ભૂલા પ્રત્થરવત ભૂભાર—
ખરંતા પીપળાનાં પાંદડાંની પેઠે એ તો,
કીડી મંકોડીના સમાન કાય તે નકામી—જીવે શું.
હોય ખીતાબો છો ઘણા અઢળક ધન ભંડાર,
લુખી કીર્તિ હો ભલે મૃગજળવત નભનાર-
મળે તે માટી નીચે જે થકી અવતાર ધર્યા,
ફરે ઘાણી તણા જયમ બેલ ફેરા અંધ પામી-જીવે શું.
તેના મૃત્યુ પાછળે કોઈ ન રડતી આંખ,
જીભ ન ગાતી નામને માન તણી નહિ ઝાંખ.
મહારાણીશંકર શર્મા.

---

૧૨

"સહુ ચલો ચલો ભારત સંતાનો"
( લાવણી )

સહુ ચલો ચલો ભારત સંતાનો દેવ દુંદુભી ગાજે.
દેશ-યજ્ઞ-બલિ કાજ ધસો પળ છે અણમૂલી આજે.
નવયુગ આજ મંડાયો,
અમ હિન્દ આજ સંધાયો,

ધ્વજ વિજય તણો ફરકાવો.
હર્ષાશ્રુ ગંગ વહાવો—
એ પુણ્ય ગંગ પુનિત ઉદકમાં જશે તણાયાં પાપો,
દઢ નિશ્ચયથી સ્વર પ્રચંડથી પોકારો હિન્દ હમારો.
અપૂર્ણ.

કલ્યાણજી વિઠલભાઈ.

---

૧૩

## " અમે હિંદી હિંદી હિંદી ! "

અમે ભરતભૂમિના પુત્રો, અમ માત પુરાણ પવિત્ર,
રે જેનાં સુંદર સૂત્રો, ઝળકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી, કરશું હોકાર હમેશ,
અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.
અંધાર વિષે અથડાતાં કે ફરતાં નિત્ય પ્રકાશ,
પડતાં રડતાં રગડાતાં કે કરતાં હાસ્ય વિલાસ;
પળ પળ અમ ઉરનિધિએ શી, હા ઉછળે ઉર્મિ અશેષ,
અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.
ક્યાં હશે હિમાલય જેવો, ક્યાં પુણ્ય પવિત્રજ ગંગ,
ક્યાં મળે અલૌકિક એવા, સહુ દેશ તણા બહુ રંગ.

ક્યાં મુનિ ઇશ્વિરજન બેસી, કરતાં પ્રભુપંથ ઉજેશ,
અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.

કયાં રામ યુધિષ્ઠિર ઘુમ્યા, કયાં ગજર્યા અર્જુન ભીમ;
કયાં રજપુત વીર ઝઝુમ્યા, બળ દાખવવા અસીમ!
રે ભુલીએ તે રીતે શી, અમ અંતરથી લવ લેશ,
અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.

"નથીરે જીવવું પર આશે, છે પારકી આશ નિરાશ,
"નથી કર ધરવો કો પાસે, સ્વાશ્રયનો છે ઉલ્લાસ;"
કંઇ પુણ્ય પ્રભાજ પ્રવેશી, અહીં દે અમને ઉપદેશ,
અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ...

ધમ ધમ ધરણી ધુજવશું, અમ દેશ તણાં કરી ગાન,
જય, જય, જય, નાદ કરીશું, દઇશું મોંઘા અમ પ્રાણ;
એ ભકિત વસી ઉર, તે શી, દેજો શકિત પરમેશ,
અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ...

(કંઇક ફેરફાર સાથે)

**ખબરદાર.**

---

૧૪

## સાચના સિપાઈ.

અમે સાચના સિપાઇ,
અમે સાચના સિપાઈ;
સાચ અમારી તરવારે ને
સાચની બાંધી સવાઇ,
અમે સાચના સિપાઇ.
સાચ અમારા લ્હડવઇયા,
તે લ્હડશે સાચ લ્હડાઇ,
અમે સાચના સિપાઈ.
શુણો અમારાં બ્યુંગલ વાગે,
સાચની હાક છવાઇ;
જૂઓ અમારી ધ્વજા ફરફરે,
સાચની લહેરો વાઇ;
જામે સાચનું લશ્કર સઘળે,
આવો તમો ભાઇ,
અમે સાચના સીપાઈ.

કવિ ન્હાનાલાલ.

---

૧૫

## "જય જય બોલો હિંદુસ્તાન."

હર હર હર! મહાદેવ પુકારો, અલ્લાહુ અકબર રહેમાન,
હિન્દુ મોસ્લીમ એક થઇને, જય જય બોલો હિન્દુસ્તાન.
આ ભૂમિ આપણી દેશ આપણો, એપર જાન કરો કુરબાન
ત્રીસ કોટી ભારતનાં તનુજો, જય જય બોલો હિન્દુસ્તાન.
એક કુટુંબી ભાઈ આપણે, માતા ભારતનાં સંતાન,
હીંદુ, પારસી, મુસલમીન સૌ, જય જય બોલો હીંદુસ્તાન.
મંદિર ને મસજીદ બન્ને છે, ઇશ્વર કેરાં ઊંચાં ધામ.
ભાઇ ભાઇમાં ભેદ ન હોયે, જય જય બોલો હિન્દુસ્તાન.
પુનઃ આપણી ભારત માતા, જગમાં પામે ઉંચુ સ્થાન.
વિશ્વ સકળની ધર્મ માત એ, જય જય બોલો હિન્દુસ્તાન.
એક નેક ને એક ટેકથી, કરો એકતા કેરૂં પાન,
રગ રગમાં સત્યાગ્રહ રેડી, જય જય બોલો હિન્દુસ્તાન.
ધમ ધમ ધમ ધમ ધરા ધ્રુજાવો, ફરકાવો ઉંચાં નિશાન,
સ્વરાજ્યના ડંકા ગગડાવી, જય જય બોલો હિન્દુસ્તાન.
દૈવી-યુદ્ધના શાંત સૈનિકો, સ્થૂળ બળનું હરવા અભિમાન
સ્વાર્પણ કેરાં શસ્ત્ર સજીને, જય જય બોલો હિન્દુસ્તાન.

તલવારો, બંદુક, બાલાથી, ઉંચાં છે આત્માનાં સ્થાન.
શરીર પડે પણ એ તો અમ્મર, જય જય બોલો હિન્દુ૦
વિજયમાળ લઇ સ્વર્ગ સુંદરી, તત્પર છે કરવા સન્માન,
માતૃવેદિમાં પ્રાણ અર્પીને જય જય બોલો હિન્દુસ્તાન.
હર હર હર મહાદેવ પુકારો, અલ્લાહુ અકબર રહેમાન,
હિન્દુ મોસ્લીમ એક થઇને, જય જય બોલો હિન્દુસ્તાન.

**ચંદુલાલ નંદલાલ દેશાઇ.**

---

૧૬

## દેશનો દિવાનો.

(હું મસ્તાની પ્રેમની મને કોઇ ના છેડોરે, એ રાગ.)

હું દિવાનો દેશનો મને કોઇ ન સતાવો,
હોય જે મારા સમા-મારી કને આવો.
હું દિવાનો૦ ૧

તાતા અને કૌવા મળી મુજ શિર ન પકાવો,
ડાંપણુ બનાવીને વ્રથા મુજ દિલ ન દુખાવો.
હું દિવાનો૦ ૨

હોડી વિના સિંધુ તરો હિંમત ન હઠાવો,
હથિયાર વિણ ઝુઝી શકો તો સંગ સિધાવો.
હું દિવાનો૦ ૩

વિણુ પાંખ ઉડવું આદરી પર જોઇ ઉડાવો,
તે હું દિવાના સાથ સઉ નિજ હાથ મિલાવો.
હું દિવાનો૦ ૪

પક્વાન્ન ખાવાં હોય તો તમ મુખ છુપાવો,
જો અગ્નિ ખાવો હોય તો પતરાળી નંખાવો.
હું દિવાનો૦ ૫

સુખ આશ કેરા પાશ ત્યાગી ખાખ લગાવો,
બીતિ જલાવો ભઠ્ઠિમાં આ દેશ જગાવો.
હું દિવાનો૦ ૬

નવ પાઘડીનો પ્રેમ ધારી શીષ નમાવો,
નિજ પ્રાણુ અર્પો દેશને નવ નામ ગુમાવો.
હું દિવાનો૦ ૭

નિરાંત કેરી રાતમાં નિદ્રા નહિ લાવો,
ઉજાગરે આનંદ માનો તો તમે ફાવો.
હું દિવાનો૦ ૮

શય્યા ચહો જો પુષ્પની તો ઘેર સિધાવો,
સુવું હોય શરશય્યા પરે તો દોસ્તીનો દાવો.
હું દિવાનો૦ ૯

ધસી પાંય મરવું હોય તો તમ ધામ સુહાવો,
લણવી અમરતા હોય તો ક્ષેત્રે જીવન વાવો.
હું દિવાનો૦ ૧૦

એ દેશનો સંદેશ ને આ દેશ છે આવો,
તે રસ સદા હે સંઘવી પીવો અને પાવો.
હું દિવાનો૦ ૧૧

(ન. પુ. સંઘવી.

---

૧૭

## એક દિન એવો આવશે.

એક દિન એવો આવશે,
જયારે અમીઝરણો ઝરંતાં પૃથ્વીનેય પલાળશે,
એક દિન એવો આવશે. ટેક.
કલિકાળમાં પણ વીર એવા આર્યભૂમિમાં પાકશે,
નિજવીર્યથી ભૂમિભક્તીથી આ સૃષ્ટિનેય ધ્રુજાવશે. એક.
રામ, અર્જુન, ભીષ્મ જેવા કર્ણ, સંગ, પ્રતાપને,
હમિરાજ, યોગીરાજ, ગુર્જરરાજનેય ભુલાવશે. એક.
શિબિરાજ, ભગિરથરાજ રામ પરમાર્થજીવન ગાળશે,
મેવાડના ભડ ભીષ્મ ચંદરાજને વિસરાવશે. એક.

પરબ્રહ્મનિષ્ટ વસિષ્ઠ વિશ્વામિત્ર ઋષિના પાદને,
પ્રેમે નમી નિઃસ્વાર્થ નેતા આર્યવર્ત ઉદ્ધારશે. એક.

આત્મબળ પામી બધા આ પુત્ર ભારતવર્ષના,
નિર્ભય તણી મૂર્તિ બની સૌ સ્વાર્થને તુચ્છકારશે. એક.

આ દેહ કાચો કુંભ આત્મા નિત્ય દિવ્ય પ્રકાશશે,
દૃઢ સત્યપર એ શત્રુના સગ્રામમાં સૌ ચાલશે. એક.

આ દુઃખને ભૂખના પડે પોકાર ચારે દેશથી,
ત્યાંથીય મગળ ગીતના ધ્વનિ મંદ મધુરા ચાલશે. એક.

મરૂ દેશના જેવી ઉજ્જડ ભૂમિ સર્વ ભારતવર્ષની,
ફળ ફુલથી ઝુલચી સુદરી સમ એકલી અહીં
મહાલશે. એક.

અહીંથી મહાવીર મ્હારથી ટંકાર કરતા શસ્ત્રના,
પરદેશમાં જઈ રાજ્યના શુદ્ધ ધર્મને શીખવાડશે. એક.

પૂર્વે થયા ન્હોતા વળી સર્વને ન તર્ક્યા વીર તે,
આ પૃથ્વીને કરી સ્વર્ગ સરવે દેવનેય ઉતારશે. એક.

**મગનભાઈ ચતુરભાઇ પટેલ**

---

૧૮

## હિંદનું ભવિષ્ય.

(ત્રકાલી ગરબો.)

માજી હવે ઉજળી થાશે રાત અંધારી આઠમી રે લોલ,
બહાણુમાં વારી થાશે પ્રભાત દુઃખડાં જાશે શમી રે લોલ.
માજી તારા ઘાયલ પૂત સપૂત સુતેલા જાગશે રે લોલ,
માજી થશે ઝાંઝો ઝંપાપાત જાતસુખ ત્યગશે રે લોલ.
જાગશે દાન દયાના વીર ધીર વીર જાગશે રે લોલ,
જાગશે સાવજ ચિન્તા વાઘ કેસરી ત્રાડશે રે લોલ.
વરસશે સ્વાતિના વરસાદ આકાશથી આવશે રે લોલ,
માજી એ છીપે મોંઘે મૂલ મોતીડાં પાકશે રે લોલ.
જાગશે રામ વિનામાં રામ ગર્વગંજન થશે રે લોલ,
જાગસે જાગસે જાદવચંદ્ર અધમ ઉધ્ધારશે રે લોલ.
જાગસે કર્ણાર્જુન થઇ અંક ધનુર્વેદ ધારશે રે લોલ,
જાગસે ભીમ અને ભડ ભીષ્મ લીધાં પણ પાળશે રે લોલ.
જાગસે મેવાડી ભડવીર પ્રતાપનાં પણ ઘણાં રે લોલ,
માજી એને યુગયુગના અપવાસ કરશે પારણાં રે લોલ.
જાગસે શિવાજીનાં સેન ધરતી ધુજાવશે રે લોલ,
જીતશે કુડ કપટના ખેલ કુડ ત્યાં ધૂળ થશે રે લોલ.

માજી તારી કુખનાં કીર્તિગાન ગૌરવ ગાજશે રે લોલ,
માજી તારાં દુખમલ પીસે દુખ દુખ દીપાવશે રે લોલ.
મંદ મૃદુ હિમાળાના વાય ઉત્તરના વાયા જશે રે લોલ,
માજી જસે રોગ દોગ સોકના થોક શીતળતા
શાંતિ થસે રે લોલ.
ઝરસે અમી ઝરતાં વરસાદ ભૂમિ ભીંજાવશે રે લોલ,
કયા રડે કલ્પતરૂનો પાક કણુના કળશી થસે રે લોલ.
માજી એવા મોંમાગ્યા વરસાદ કુંદનના વરસસેરે લોલ,
આવતી સાગરિયાની છોળ રતનચોક રેલી જસેરે લોલ.
માજી તારો ભાગ્ય-સવિતા ભર્ગ સિંચતો ચડતો જસેરે લોલ,
પ્રભુના શરદપુનમના ચંદ્ર સમો મધ્ય સ્થ બીજસેરે લોલ.
માજી તારૂં ભારત બનસે સ્વર્ગ નંદનવન ઝાંખાથસેરે લોલ,
માજી તારો જય જય જયકાર જગત ત્રણુ ગાજ રે લોલ.

વિહારી.

---

૧૯

## " તમારી આત્મશ્રદ્ધા તો "

( ગઝલ )

દિવાસો દુર્ગની ફાટે તમારા કેદખાનાની,
તૂટે જંજીર લોખંડી તમારી આત્મશ્રદ્ધા તો.

તમારા માર્ગમાં ઉભા પહાડો યે ખસી જાસે,
મિયાબાં માર્ગ થઈ દૈસે તમારી આત્મશ્રધ્ધા તો.

ઉતરવા સાત સાયર જો તમારા પત્થરો તરસે,
વિના નૌકા સફર થાસે તમારી આત્મશ્રધ્ધા તો.

જવું આકાશમાં ધારો, ન વાયુ યાન પાસે છો,
વિના પાંખે ઉડી જાસો તમારી આત્મશ્રધ્ધા તો.

થસે વિધુત ને વાયુ તમારા દાસ અગ્નિ યે,
વરસસે મેહ માગ્યા જો તમારી આત્મશ્રધ્ધા તો.

હજારો રોગની જવાળા દવાના બુંદના વિના,
બુઝાસે શાંતિ સિંચાસે તમારી આત્મશ્રધ્ધા તો.

દિગંબર સાધુના ચરણે સિકંદર શાહ નામે છે,
ગળે સૌ ગર્વ ભૂપતિના તમારી આત્મશ્રધ્ધા તો.

જીગરની બાળહઠથી તો વિઠોબા દૂધ પીએ છે,
પ્રકટસે પત્થરે પ્રભુજી તમારી આત્મશ્રધ્ધા તો.

પ્રભુ પ્રહલાદને માટે વસેલો લોહના થંભે,
સદા સાન્નિધ્યમાં રહેસે, તમારી આત્મશ્રધ્ધા તો.

મદોન્મત્ત સિંહને વ્યાધો ઋષિના ચર્ણ ચાટે છે,
તજે હિંસારી હિંસાને તમારી આત્મશ્રદ્ધા તો.

ઝરંતા ઝેર ભુજંગો ફણાને છત્ર શી ધરસે,
તજી દે ઝેર કાતીલો તમારી આત્મશ્રધ્ધા તો.
ઉભી રહી હાથ બે જોડી વિજયદેવી ધરી વરમાળ,
તમારે કંઠ આરોપે તમારી આત્મશ્રધ્ધા તો.

---

૨૦

## સ્વરાજ્ય સવારી.

આવે છે રે આવે છે સ્વરાજ્ય સવારી આવે છે;
જયનાદ ગગનમાં ગગનમાં ગાજે છે, સ્વરાજ્ય
સવારી આવે છે.

દૂર સ્વપ્ન થકી દૂર કહેવાતું
થાઓ લાયક ત્યારે જોવાનું.
શું બાળક ચાંદો માંગે છે, સ્વરાજ્ય૦
તડ પાડી રાજ્ય અહીં કરવાંતાં
ઇલ્કાબ ખિતાબો વરવાતા
કાઉન્સીલે ફારસ કરવાંતાં, સ્વરાજ્ય૦
પંજાબ ખિલાફતથી ચેત્યા,
ગાંધીજી અસહકાર ચઢ્યા,
ધ્વજ લીલો લાલ ચઢાવે છે, સ્વરાજ્ય૦

નોકરશાહી હાથ પડયા હેઠા,
ફાંફાંઓ વિધવિધ લઇ બેઠા.
પણુ નહિ ચાલે જખ મારે છે, સ્વરાજય૦
હરિ ! લાજ હવે તારે હાથે,
વ્રત મોટાં લીધાં તુજ સાખે.
બળ દે, કદી ના પાછા હઠીએ—સ્વરાજય૦

**હરિપ્રસાદ વરજરાય દેસાઇ.**

---

૨૧

## હવે મને હિંદ છે વ્હાલો રે.

( મને વ્રજવાસ છે વ્હાલોરે—એ રાગ. )

પાયો મારા ગુરૂજીએ પ્યાલોરે
હવે મને હિંદ છે વ્હાલોરે.
કેળવતહર કેળવણીએ કીધા તન મન ધનથી ખુવાર,
માનાપમાનનું ભાન નહિ, બન્યા મુરખના સરદાર.
કર્યો વધુ ડાઘ જે કાળોરે—પાયો૦
કોર્ટ-રણે ખેલે શૂર વકીલો જીભ તીખી તલવાર,
જીતે કે હારે, ન ન્હાવું નીચોવવું, પ્હેલાં ભરે ઘરબાર.
ગુલામીની ગુંચે છે જાળોરે—પાયો૦

ધરીનું પડીયું ગજે લટકાવીને ભૂખે ખાલી કુંડું પેને,
મોંમાં માર્યો સુધારાના બાકુનો ડૂચો ન ઉતરે હેડ,
ધતીંગ એ ધારાનું ટળોરે-પાયો૦
સત્યનું શસ્ત્ર ને શીળનું બખતર, શાંતિ સમી સજી ઢાલ
આપ બળે ઝુઝી મરવું કે તરવું આજે, ફેંકી દીઠી કાલ
મોટા બધા અન્ય છે ખ્યાલોરે,
આહુતિ સર્વસ્વની આલોરે,
પડો પણ પાછા ન ચાલોરે-પાયો૦

ઝુગાર

---

૨૨

## " પ્રભુ ! જેવું હતુ તેવું ફરી ભારત બનાવી દો ! "

પ્રભો ! જેવું હતું તેવું ફરી ભારત બનાવી દો !
જૂનું તો થઇ રહ્યું જૂનું, નવા જગતે બનાવી દો.
રજત રત્નો સ્ફટિક કાંચન, ખનિજ ધન રક્ષનારાઓ
પહાડોના સદા સાવધ ખડા પહેરા ભરાવી દો !
વનૌષધથી ભર્યાં ભારે હરિત ઘન વૃક્ષરાજિનાં
વનો વનરાજ વ્યાઘ્રોની ભીષણ ઘોરે ગજાવી દો !

તૃણાગારે જહીં ચરતાં અહીં તહીં ધેનુનાં વન્દો !
સુરીલી ગોપજનની વાંસળી વ્હાલી બજાવી દો !
ગિરિ ગહ્વર પતિત પાવન પ્રદાતા મોક્ષનાં તીર્થો,
તપસ્વી સાધુ સંતોની અલખ ધુનથી જગાવી દો !
પઠનપાઠન પ્રભાતની પ્રકર્ષક પર્ણકુટિઓ,
ગુરુવર શિષ્ય ગભરૂ બ્રહ્મચારીથી સુહાવી દો !
સનાતન ધર્મનો સદ્‌બોધ દેતા શાસ્ત્રના જ્ઞાને,
હૃદય ઉંડાણથી અજ્ઞાનની આંધી ઉડાવી દો !
સુભટ નરવીર રણઘેલા. ધુરન્ધર રાજનીતિજ્ઞો,
પ્રતાપી કર્મવીરોથી, વરદ કાર્યો કરાવી દો !
સુપુત્રોની સુખી જનની ગૃહિણી ગૃહલક્ષ્મીના,
પ્રસન્ન વદને ગૃહસ્થોના ગૃહાંગણીયાં દીપાવી દો!
અતુલ વૈભવ અને વિજ્ઞાનથી ભૂષિત ભારતની,
નવા જગની ભલે ભગીનીના પછી તુલના કરાવી દો!

---

૨૩

## વન્દેમાતરમ્.

વન્દે માતરમ્.

સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ
શસ્ય શ્યામલામ માતરમ-વન્દેમાતરમ

શુભ્રજ્યોત્સનાં પુલકિતયામિનીમ
ફુલ્લકુસુમિત દ્રુમદલ શોભિનીમ
સુહાસિનીમ સુમધુર ભાષિણીમ
સુખદામ વરદામ માતરમ-વંદેમાતરમ
ત્રિંશતકોટિ કંઠ કલકલ નિનાદ કરાલે,
કોટિકોટિ ભુજૈર્ધૃત ખરકલ બાલે !
કે બલે મા, તુમિ અબલે ?
બહુ બલધારિણીમ નમામિ તારિણીમ
રિપુદલ વારિણીમ માતરમ-વંદેમાતરમ
તુમિ વિદ્યા તુમિ ધર્મ,
તુમિ હૃદિ તુમિ મર્મ,
ત્વમ હિ પ્રાણા: શરીરે.
બાહુ તે તુમિ મા શક્તિ;
હૃદયે તુમિ મા ભક્તિ,
તોમારઇ પ્રતિમા ગડિ
મન્દિરે મન્દિરે
ત્વંહિ દુર્ગા દશ પ્રહરણ ધારિણી,
કમલા કમલદલ વિહારીણી,
વાણીવિદ્યાદાયિની, નમામિ ત્વામ

નમામિ કમલામ અમલામ અતુલામ
સુજલામ સુફલામ માતરમ
વન્દે માતરમ
શ્યામલામ સરલામ સુસ્મિતામ ભૂષિતામ !
ધરણીમ, ભરણીમ, માતરમ !
વન્દે માતરમ !

**બંકીમચંદ્ર ચટોપાધ્યાય.**

---

૨૪

## વન્દેમાતરમ સ્તોત્ર.

શુભ્ર સુંદર અતિ મનોહર મંત્ર વન્દેમાતરમ,
મૃદુલ સુખકર દુઃખહારી મંત્ર વન્દેમાતરમ.
મંત્ર યહ હૈ તંત્ર યહ હૈ જંત્ર વન્દેમાતરમ,
સિદ્ધિદાયક બુદ્ધિદાયક એક વન્દેમાતરમ.
ઓજમય બલકાંતિમય સુખ શાંતિ વન્દેમાતરમ,
મતિપ્રદાય અતિ સહાયક મંત્ર વન્દેમાતરમ.
હરઘડી હરવાર હો હરનામ વન્દેમાતરમ,
હરદમ હમેશાં બોલીએ ગુરુમંત્ર વન્દેમાતરમ.

જપીએ નિરંતર શુધ્ધ મનસે મંત્ર વન્દેમાતરમ.
સોતે સમય ખાતે સમય કલગાન વન્દેમાતરમ.
આઠોં પહર દીલમેં રહે મૃદુતાન વન્દેમાતરમ,
મુખસે હૃદયસે રાત દિન હો જાપ વન્દેમાતરમ.
તેગસે શિર ભી કટે ભૂલો ન વન્દેમાતરમ,
મ્હોતકી ઘડીયાં ગુન્જ દો નાદ વન્દેમાતરમ.
જેલમેં હો તો જપો શુભ જાપ વન્દેમાતરમ,
બેડીયાં ઝંકાર હે શુભ તાન વન્દેમાતરમ.
વીર ગોલી તોપકી હૈ આડ વન્દેમાતરમ,
તેગ બરછી કે લીયે હૈ ઢાલ વન્દેમાતરમ.
કણુકા દૃઢ કવચ હૈ એક શબ્દ વન્દેમાતરમ,
વિશ્વવિજયી શત્રુવિજયી મંત્ર વન્દેમાતરમ.

---

૨૫

## 'હમ કુછ ન કુછ કર જાયેંગે.'

ભારત હમારા દેશ હૈ, હિત ઉસકા નિશ્ચય ચાહેંગે.
ઉસકે હિતકે કારને, હમ કુછ ન કુછ કર જાયેંગે.
ભારત હમારી માતૃભૂમિ, ઉસકા ઋણુ હમપર હૈ અદ્ભુત,
ઉસકે મિટાને કે લીયે હમ કુછ ન કુછ કર જાયેંગે.

ભારત કે દુઃખપ્રદ અવનતિપર, ક્યોં ન અશ્રુ બહાવેંગે,
ઉનકે હટાને કે લીયે હમ કુછ ન કુછ કર જાયેંગે.
ધર્મ વિદ્યા ઔર ધનસે, ઉન્નતિ ભારતકી હોવે,
ઇસ ઉન્નતિ કે માર્ગમેં, હમ કુછ ના કુછ કર જાયેંગે
સંસાર કે ઉધ્ધાર હેતુ કૃષ્ણ જન્મે જેલમેં,
તો ફિર ભલા હમ ક્યોં ડરેંગે કુછ ન કુછ કર જાયેંગે,
ચાહે કિતને કષ્ટ હમકો ક્યોં ન હો ઉસકો લિયે,
સબ સહેંગે મર મિટેંગે કુછ ન કુછ કર જાયેંગે.

---

૨૬

## ભારત માતા.

એ મેરી જાન ભારત ! તેરે લિયે યે સર હો,
તેરે લીયે હી જર હો તેરે લીયે જીગર હો.
ખિચકું ન તેરી સેવા સે મેરી જાન ભારત,
ગર્દન પે મેરી રખ્ખા શમશેર યા તબર હો.
ગમ જાન કે લિયે ભી મુઝકો કભી ન હોગા,
ભારત તેરે લિયે હી આતી યે કામ ગર હો.
કિસ્મત કા તેરી અખ્તર ચમકે ફિર આસમાં પર.
સેવા મેં તેરી માતા ગર જીન્દગી બસર હો.

"ભારત હી મે સદા મૈ પૈદા હું ઔર મરૂ મૈ,"
ઇશ્વર ન કુછ હો મન મેં, યહ આરજુ મગર હો.
ગર દેશહી કી સેવા હો પ્યારા ધર્મ મેરા,
પરમાત્મા કી તો ફીર મેરી તરફ નજર હો.
જીવન સુફલ તભી બસ સમજેગા સાધુ અપના,
સેવા મેં તેરી માતા સર મેરા ગર નજર હો.

૨૭

આ ગયા હૈ કર્મયુગ કુછ કર્મ કરના શીખ લો;
દેશપર અરૂ * જાતિ પર હંસ હંસ† કે મરના શીખલો.
મારનેકા નામ મત લો પહેલે મરના શીખલો;
મીરલે ‡ આયર્લેંડ દબ કર $ ફિર ઉભરના § શીખલો
પાર યદિ હોના તુમે પરતંત્રતા દુઃખ સિંધુસે;
તૈરકર ** તો રકત સાગરસે ઉતરના શીખ લો.
ફિર જલા દોંગે સકલ સંસાર કો ક્ષણ માત્ર મે;
દેશદુઃખ કી આગ મેં પર પહેલે જલના શીખલો.
જેલયાત્રા કે લિયે દિન રાત ઉત્સાહિત રહો;
કૃષ્ણ-જન્મ સ્થાનમેં ° નિર્ભય વિચરના શીખલો.
દેખના હૈ દશ્ય ભારત વર્ષમેં યદિ સ્વર્ગ કાં;
દેશકા તો પ્રાણ પનસે × દુઃખ હરના શીખલો.

---

* અને † હસતાં હસતાં ‡ પેઠે. $ દબાઈ જઇને. § ઉભાં થતાં. ** તરીને ° કારાગૃહ-કેદખાનું. × જીગરથી.

૨૮

## પ્યારો દેશ !

ગઝલ.

તમોને જે તમારાથી, તમારો દેશ પ્યારો છે;
ન તજશો ધર્મ નીતિ તો. વિજય અંતે થનારો છે.-
હશે જો સંપને સમતા, વળી કર્તવ્યને હિમ્મત.
તમારા ભાગ્યનો આખર, ચમકવાનો સિતારો છે-
જશે એ રાત અંધારી, ચમકતાં શૌર્યનો ભાનૂ;
ઝુકો યાહોમ કરી રણમાં વિજય ડંકો તમારો છે.

વિર–વિજય

લક્ષ્મીકાન્ત નાટક સમાજ,

---

૨૯

## !! હિંદી ફુલડાં !!

ગઝલ

પરાગે તેજ પુષ્પોની, ઝળકતી હિંદની બિંદી,
ખુંચે શુળી સમાં કૈને, અમારાં ફુલડાં હિંદી;
બીડે પત્રે રંગે કાંટા વીંટાયું એકશ મધુરૂં એ,
સુણી ગુલાબ મોહનશું, અનોખું ફુલડું હિંદી."

જલજ તોયે ન જલ સ્પર્શે, વિરક્તિ તોયે તે તલસે,
ઉદય અરવિંદ ઇચ્છે છે, સુતાંએ ફુલડું હિંદી.

થયું પશ્ચિમમાં પ્યારૂં, મીઠું ગુલદાવદી લાલ,
છતાં નાનાલનું ખીલ્યું અકાળે ફુલડું હિંદી.

મધુરૂં મોતી વીતમ શું, રસીલા રાજ ચંપાનું;
હવા કડવી થતાં હલક્યું, ગળાચડુ ફુલડું હિંદી.

તપ્યું તાપ્યું તપાવ્યું શું, ચળકતું લાલ તેજસ્વી.
અભિ ઇચ્છિત ગુલ્લાલા અગન શું ફુલડું હિંદી,

પદે રંજીત મોહનને, ખીલ્યું તું પુર્ણ વર્ષામાં,
વિઠ્ઠલને એક વલ્લભએ કંદગક ફુલડું હિંદી
દિલે સંકોચ અંધેરે. ખીલે છે ચાંદની ખીલ્યે;
સરોજની કુમુદ મીઠું, સુકોમળ ફુલડું હિંદી.

છુંદું છુંદું પડે તોયે, વીખાવા પાંખડી ના દે;
મદન શર મોગરો મીઠું, મઢેલું ફુલડું હિંદી.
ઉંચું સુરેન્દ્ર સ્વર્ગેથી, ઉતાર્યું પારિજાતકને;
થયું કંકાસ કજીયાળું, સુશોભિત ફુલડું હિંદી.

કમળ શું રુપને રંગે, કને ભમરા ચતુર નાચે;
ભલે શ્રાવાસુ પણ ચંપો, અમાન્યુ ફુલડું હિંદી.

રડી છેટે અહિં છાંટે, સુગન્ધિ કેવડા સપે;
વીંટાયા હરસ્યામ કેતકીના, વિદેશે ફુલડાં હિંદી.
સુંક્યું ને ચીમળ્યું તોયે, ચિરંકાળેય સુગંધિ;
બકુલ મુકે ન બાલ મીઠી, હૃદયનું ફુલડું હિંદી.

હિંદુસ્થાન. } વિહારી.
તા૦ ૧૫-૧૨-૨૦ }

---

૩૦

## માતૃ પ્રેમ.

ગઝલ

ખરા તે હીંદનાં સંતાન, લડે જે હીંદના કાજે,
લડે જે હીંદના કાજે, મળે જે હીંદના કાજે,
ડુબાતો દેશને દેખી, ચડે વા'રે ઉમંગી,
પ્રભુ કે બાદશાહોથી, ઝુઝે જે હીંદના કાજે.
ન મોહે માયા મહોબતમાં, ન લોભે માલ દોલતમાં,
જીવન જર પ્રાણ સૌ પળમાં, તજે જે હીંદના કાજે,
યતોધર્મ સ્તતોજય છે; કરો યાહોમ શો ભય છે,
અમર તે થાય નિશ્ચય છે, મરે જે હીંદના કાજે.

વીર કેશરી.

શ્રી વિશ્વરંગ નાટક સમાજ.

૩૧

# ભારત માતને ચરણે.

ગઝલ.

ખરેખર હિંદની આજે, બધી પલટાઇ છે બાજી,
હવે સ્વાર્પણુ તણી તાલીમ, અમે લઇશું થઈ રાજી;
હવે તો બ્હીકનાં જડ મુળ, અમે પકડી ઉખાડીશું,
હમારી દેશ સેવાની, પ્રતિજ્ઞા સર્વ પાળીશું.

ખરુ જે હોય તે કહેવા, ન કરશુ કોઇની પરવા,
ખરુ જે હોય તે કરવા, ન ધરશું કોઇની પરવા;
ખરેખર સત્યને માટે, ન દુનિયાની જશ પરવા
અમારા દેશને માટે, નથી બસ કોઇની પરવા,

હવે તો આત્મ સંયમની, અમે શમશેર બાંધીશું.
ઝુકી મયદાનમાં જલદી, મનેચ્છા સઘ સાંધીશું,
અમે ફતેહનો ડંકો, વિજયી થઈ વગાડીશુ;
હવે તો હીંદને ચરણે, અમારા શિશ ઝુકાવીશુ.

ચંદ્રકાન્ત જી. પરીખ.

૩૨

## ભ્રાતૃ પ્રેમ.

અમે સહુ એક ઝાડની ડાળ
નથી જુદાઈ અમે સહુ એક માતના બાળ;
હિન્દુસ્તાન છે દેશ અમારો ભારતી માત અમારી;
નવ કરીએ તેને માટે આ જાન અમારી પ્યારી;
હિન્દુ-મુસલમાન પારસી યહુદી ખ્રીસ્તી જાત અનેક
જાત જુદી છો રહી અમારી પણ અંતર છે એક-અમે

સ્વદેશ સેવા.

આર્ય નૈતિક નાટક સમાજ.

---

૩૩

## અમારો દેશ.

અમોને પ્રાણુથી પ્યારો, અમારો દેશ હિંદુસ્થાન,
અખીલ સંસારમાં ન્યારો. અમારો દેશ હિંદુસ્થાન;
હિમાલય શા ઉંચા પ્હાડો, જે સ્પર્શે સ્વર્ગથી આશમાન
સિંધુ, ગંગા, યમુના, યાદિ નદિઓ દઇ રહી અમીપાન.
ગા કૌશલ્ય, વિજ્ઞાનો, તણાં ફુટ્યાં અહિંથી ઝરણાં,
ઉપનીષદ વેદ ગીતા-બ્રહ્મ વિદ્યાનાં અનેરાં ગાન.

અમોને એવી આ અમ માતૃભૂમિનું દિલે અભિમાન,
બોલો હિંદ દેવીનો સુજય જયકારને કલ્યાણ.

ચંદ્ર ગુપ્ત.
શ્રી વિશ્વરંગ નાટક સમાજ.

---

૩૪

## હમારો ભેખ ન્યારો છે.

નહિ કાળાં નહિ ભગવાં. નહિ ઝોળી નહિ કફની.
નહિ માલા નહિ તસ્વી, હમારો ભેખ ન્યારો છે.
હમારાં શાસ્ત્રી છે જુદાં, હમારા મંત્ર છે જુદા,
"મોહન"ના પ્રેમની પોથી, હમારો વેદ સાચો છે.
બધી આલમ હશે હમને ભલે નિંદે લઢે તોયે.
હમારો જાન દેવામાં હમારો યોગ ન્યારો છે,
દયા, શ્રદ્ધા, ક્ષમા, સેવા, હમારા મંત્ર એ ચારે.
ગજાવીશું ખુણે ખુણે, "અસહકાર" એ હમારો છે.
ઘણાં અસ્થિ જે દુનીયામાં, બધુ ચેતન ગયું છોડી,
તે અસ્થિ ને જગામાં, હમારો ઇલ્મ ન્યારો છે.
પ્રભુને રંગ રંગાઇ ધર્યા છે ખાદીના વાગા,
ઝુકાવ્યુ શીર તો મરવું હમારા જંગ જુદા છે.

હમારા વેદને કુરાન, હમારાં મંદિરો મસજીદ,
હમારા યાગને યજ્ઞો, હમારૂં સર્વ જુદું છે.
હમારી ખાકની મુઠી ઉડાવીશું બધે ચોગમ,
હમારે રંગ રંગીશું, હમારો એજ દાવો છે.

**(લેખક મણીલાલ મોહનલાલ
માતરીયા નડીયાદ.)**

---

૭૫

## "તહીં આ શિર ઝુકે છે."

( ગઝલ )

જહાં નિજ સ્વાર્થના બંધો તૂટ્યા, જયાંહું ફકારી છે;
સ્વીકારી સેવના જેણે તહીં આ શિર ઝુકે છે.
ચહે જે સાચને દિલથી મરે જે સાચને માટે;
અભય જે વીર સઘળે છે તહીં આ શિર ઝુકે છે.
ગણે ના ખોફ સત્તાનો ગણે ના જે સ્તુતિનિંદા;
ઝુઝે જે લોકના હિતે તહીં આ શિર ઝુકે છે.
ભભૂકી દીનનાં દુઃખે જીગરમાં હોળીઓ જેને;
મથે એ લ્હાય બુઝવવા તહીં આ શિર ઝુકે છે.

વિરોધી ને વિપત્તિનાં હજારો ખંડની સામે,
સમરમાં કેસરી ગાજે તહીં આ શિર ઝુકે છે.
પ્રજા ને દેશની કિર્તિ તણી જેને ખુમારી છે,
ઉજાળે જન્મભૂમિને તહીં આ શિર ઝુકે છે.
ટકાવા ટેક સ્વાભિમાન આપે આહુતિ સહુની,
બિરદ જે મર્દનું ધારે તહીં આ શિર ઝુકે છે.
ગણ્યું ઘર દેશને જેણે કુટુંબી દેશીઓ માન્યા,
વહાવી પ્રેમની ધારા તહીં આ શિર ઝુકે છે.
વિભૂતિ દેશને ચરણે ધરી નિષ્કામ ભાવેથી;
કરે કુરબાની જીવનની તહીં આ શિર ઝુકે છે.

કલ્યાણજી વિઠ્ઠલભાઇ.

---

૩૬

## રેંટીયાનું હાલરડું.

(......માથે મટુકી મહી જાઉં).

એ......હુંતો હાલરડું ગાઉં
બાળા રૂડા રેંટીયાને વારણીયે જાઉં
ખંમા વ્હાલા રેંટીયાને વારણીયે જાઉં (ટેક.)

એ......હેતે હાલરડું ગાઉં
ખોળે બેસારીને ખાંતે ખેલાવું
પ્રીતથી પારણીયે પોઢાડી ઝુલાવું
રૂપ ભાળીને રીઝાઉં......એ......હેતે.
ખંમા વ્હાલા રેંટીયાને વારણીયે જાઉં
ભરશીને પેંડા કપાસની પૂણી
ઝીણા સુતરની સુતરફેણી
ખવરાવીને રાજી થાઉં–હેતે ઝુલાવું
ખંમા વ્હાલા રેંટીયાને વારણીયે જાઉં...હે...હેતે.

**(લેખક મણીલાલ માતરીયા.)**

---

૩૭

## ભારત અમ્હારો દેશ.

ગઝલ.

અમે લીધી ફકીરી આ, અમારી ભૂમીને કાજે !
જગાવી દાસ્કની ધુણી, અમારી હિંદને કાજે,
બુતો પૂજા દીધી છોડી, કિતાબો રાખમાં રોળી,
અમે સહુ હિન્દને માટે, લીધી વરની હવે ઝોળી,

ફિરસ્તા મુર્શીદોના સહુ, વચનને દૂર તો ફોંક્યા,
અમૃત સમ સુખ ત્યાગીને, કડુ સમ ઝેર ને પીધાં.
કિતાબો વેદ પુરાણો, દીધાં પાણી મહીં સરવાં,
ખુદાની ન્યાતમાં અમને, અમોને હિન્દની પરવા.
અમોને સૌ નસેનસમાં, બુરો નિશો બધે વ્યાપ્યો,
તમે તેને દફા કરવા હકીમો શીદને આવો.
તમોને છે પડી ટેવો મઝેદારી ઉડાવાની,
અમારી એ બુરી આદત વફાદારી ઉઠાવાની.
અમો મસ્તાનના મસ્તાની એ ઓર મસ્તી છે.
અમારી આ અમારી દિલને કાજેજ હસ્તી છે.

બુલબુલ.

---

૩૮

## ગુજરાત ! તેરે હિન્દ-રાષ્ટ્રયજ્ઞ મંડપે !

( ગઝલ )

ગુજરાત ! તેરે હિન્દ રાષ્ટ્ર યજ્ઞ ઉત્સવે,
તું સ્વાંગ ધારી સજ્જ થા-વિલંબ કાં કરે? ગુજરાત.
અન્ય પ્રાન્તબંધુઓ તૈયાર થાય છે,
અનુરૂપ ત્હારા સ્થાનને સામગ્રી લઇ જતે. ગુજરાત.

ગુજરાતના માહાત્મ્ય, સમું કાંઇક અર્પજે,
જે અન્યની પ્રમાણુમાં પાછાં રખે પડે ? ગુજરાત.
એ માતૃસેવા યજ્ઞમાં આચાર્ય તું થજે,
કૈં દાખવી પ્રભાવ ઉચ્ચ પદ દીપાવજે. ગુજરાત.
તું રાષ્ટ્ર જીવનની પતાકા ધારી ઘુમજે,
જય ઘોષ હિન્દ માતાનો જગે ગજાવજે. ગુજરાત.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા.

---

૩૮

## દેશ બન્ધુઓને !

ગઝલ.

અરે ! મુજ દેશ બન્ધુ હો ! ન શું સૌ આપણે ભ્રાતા?
ભૂલી ભેદોપભેદો તો નહીં કાં એક સૌ થાતા ?
ભલે બંગાળી-પંજાબી, ભલે તૈલંગી—મદ્રાસી !
ભલે દક્ષિણી-ગુજરાતી, ન શું સૌ હિન્દના વાસી !
ભલે હો હિંદુ-મુસલમાન, ભલે હો પારસી-ક્રીસ્તાન!
પરન્તુ બન્ધુ ! એ સૌયે નહિ શું હિંદના સંતાન ?
સુધારક કે રૂઢિરક્ષક ભલે મિતવાદી કે ઉદ્દામ;
રૂચે જે તે ભલે હોયે !—જુદાઇ તેથી શાને આમ ?

રહી હિંદની ગરમાં શું ન લોહી હિંદનું વહેતું !
જરુર સંતાન ભારતનાં સહુ આપણુ છીએ બન્ધુ !

**ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.**

---

૪૦

## ગાંધીનું ગુજરાત!

ગાંધીનું ગુજરાત, ગણાયું, ગાંધીનું ગુજરાત !
ગુર્જર દેશે વિરલ મૂર્તિએ, વિમલ સરલ સાક્ષાત,
દર્શનથી કંઇ ચેતન પ્રગટે, જોતાં એની જમાત,
જેના સાચા સાધુઓ ભ્રાત–ગણાયું૦

સાબરમતીના સુંદર તટપર, પ્રકટ્યું નૂતન પ્રભાત,
મોહન તુજ સત્યાગ્રહ બંસી, સુર સુણી સહુ જાત,
કરે છે મીઠી ઐકયની વાત–ગણાયું૦

દેશ ભક્તિને રાજ્ય ભક્તિની, સાચે સાચી વાત,
નિર્ભતાને સત્ય વચનની, દીક્ષા દઈ તેં તાત,
બનાવ્યું નવલું ગુજરાત–ગણાયું૦

(હીંદુસ્તાન)

---

શું સમજયાં! સમજવાની વાત છે?

છપાય છે?

# અક્કલનો ઓથમીર

અથવા

## ગામડીયો ગમાર.

જરૂર તમને પેટ પકડીને હસાવશે. માટે બહાર પડતાંજ વાંચવાનો અવસર ગુમાવશો નહીં. કારણ કે વારે વારે આપણા ગામડીયા ગમાર સાહેબ દર્શન દેશે નહીં. શું સમજ્યા?

કીંમત ચાર આના.